એક રમુજી હાસ્યજનક વાંચવા લાયક કામ

# વાવડી ચસ્કી

## યાને અદેખાઈનું ફળ.

બનાવી પ્રગટ કરનાર

હરીલાલ ભગવાનદાસ વૈદ્ય.

અધીપતિ આયુષ્ય આરોગ્યવર્ધક ઔષધાલય

અમદાવાદ—માંડવીની પોળ.

અમદાવાદ

સીવીલ હાસ્પીતાલ સામે શેઠ પાનાભાઈની વાડીમાં

વિદ્યાધર પ્રેસમાં ઇશ્વરદાસ કૃષ્ણદાસે છાપ્યું.



સંવત ૧૯૫૧ સને ૧૮૯૫

કીમત ફક્ત દોઢ આનો.

# પાત્ર વર્ગ.

| | | |
|---|---|---|
| નરસીઓ ... | ... | ...નાગરવાડાનો હજામ. |
| નાથુડી. ... | ... | ...નરસીયાની વહુ. |
| ભગલો ... | ... | ...નરસીયાનો છોકરો. |
| છપ્પનશાહ... | ... | ...વણીક વેપારી. |
| ખબ્બલીયો... | ... | ...છપ્પનશાહનો ગુમાસ્તો. |
| મણી શેઠાણી | ... | ...છપ્પનશાહની વહુ. |
| ભુરીયો<br>ખોડીયો<br>લલવો | | નરસીયાના સગા હજામો. |
| લાડુશંકર ... | ... | ...ગોર મહારાજ |

ગાંયજા, ગાંયજીઓ, ગામના લોકો, સીપાઇયો ટપાલવાળો વીગેરે.

# વાવડી ચસ્કી.

## અંક ૧ લો.

સ્થળ—રંગભુમી

પાત્ર—સુત્રધાર, ને વિદુષક.

સુત્રધાર—(વીણા વગાડતો વગાડતો પ્રવેશ કરે છે.)

કરમ કર મેરે હાલપર અયે કરીમ એ રાગ.

જગતના પતી એક તું સુખ સ્વરૂપ,
રહ્યો વ્યાપી સર્વ સદા તું અનુપ. જગતના.
કરી મ્હેર સૌપર દુઃખ ટાળજે;
દઇ સુખ વારી સુખી રાખજે. જગતના.
સુબુધ્ધિ સુવિધા સૂરજ સ્થાપજે.
કુબુદ્ધિ કુવિદ્યા દુરજ કાપજે. જગતના.

(સ્તુતિ કરી રહ્યા બાદ શ્રોતાજનો પ્રત્યે પ્રેમ અને વિનયથી)

સુત્રધાર—આર્ય ભ્રાતો! આજની રળીયામણી રજનીએ હું આપની સમક્ષ એક નાનકડી બાબતપર એક વાવડી ચસ્કીનું રસીલું હાસ્ય ભજવી બતાવનાર છુ. તે આપ એકાગ્ર ચિત્તે શ્રવણ કરશો એવી આશા છે (શ્રોતાઓ તેને તાળીઓ પાડી માન આપે છે. તેમ સુત્રધાર તેમને પુષ્પથી વધાવી લે છે. તેવામાં ને પથ્યમાં)

વિદુષક—આશા છે તો આ પત્રાળી લે! અને ચાલ્ય ભાગી સાથે.

સુત્રધાર—વાહરે વિદુષકજી! વાયદા પ્રમાણે પધાર્યા તો ખરા.

વિદુષક—કેમરે જીભડી આગળ ચાલવા લાગી કે ! વાયડો શું ને તારો બાપ કાં તો મગ, ચોળા, ને તુવેરો ! બંદાને વાયડા બાયડા ન સમજતો ! અમે તો અલાયદા બાઈડા છીએ બાઈડા ! સમજ્યો કે ?

સુત્રધાર—હવે માથાફોડ મુકી ચાલ્ય મારૂં કહ્યું સાંભળી શકે! (ને પડદામાં—હું કયાં ના કહુ છુ ને મારો વાંક કાઢવા માંડયોછે.)

વિદુષક—હવે બધી પંચાત મુકી દોડને પેલા નરસીયાને ઘેર જોતો ખરો કે ત્યાં કેવી ધમાચકડી ધણી ધણીયાણીને ચાલી રહી છે ! (જાય છે)

---

## પ્રવેશ ૧ લો.

### સ્થળ—નરસીયાનું ઘર.

પાત્ર-નરસીયો, નાથુડી, ભગલો તથા ઘરાક અને લાડુશંકર

નરસીયો—જો હવે મારૂં કહ્યું સાંભળી શકે ?

નાથુડી—હું કયાં ના કહુંછું તે મારોવાંક કાઢવા માંડયો છે !

નરસીયો—લે ત્યારે સાંભળ, આજે લાડુશંકર ગોર લગનનું નક્કી કરવા આવનારછે, માટે આપણે તે વખતે આનાકાની કરવીજ નહીં. કારણકે નાથીયો થયો મોટો તેમ કન્યાનો છે. ટોટો, લારે હાથ ધોવા પાણીનો લોટો, કોણુ આપે છોટો કે મોટો ?

નાથુડી—એતો ઠીક ! પણ મારા સુડાની ચીયો ઉકલી ગ છકે તેનું શું કરવુ છે ?

ભગલો—(દોડતો આવી) બાપા ! બાપા! ઘરાક આવ્યું છે તે દાડો બોલાવેછે.

**નરસયો**—મારૂં ત્યાં શું કામ છે? જા આ ખીંટીપર કેડું ભળીછે તે લઇ વતુ કરી આવ્ય.

**ભગલો**—પણુ બાપા કદી વત્તાને બદલે ઓછું કરૂં તો કેમ

**નરસીયો**—( ખીજવાઇને ) હવે જાને ગધેડીના મારી પણુ મશ્કરી કરતાં શીખ્યો કે? (ભગલો જતો રહેછે.)

**નાથુડી**—આંતે તમારી જીભ છે કે જીભોડો! તમારી લડાઇમાં મને ગાળો દોછોને!

**નરસીયો**—લે હવે બધી પંચાત મુક. જો પેલા ગોર આવ્યા (ગોર આવેછે)

**ગોર**— જે ગોપાળ! જે ગોપાળ!!

**નાથુડી**—આવો ગોર મહારાજ! કેમ લગનનું નકી કર્યુંકે!

**લાડુશંકરગોર**—એમાં તે વાધો પડે! રામનું બાણુ પણુ પડેતો મારૂં કામ પાછું પડે.

**નરસીયો**—ઠીક ત્યારે લ્યો આ દક્ષણા (રૂપીઓ આપેછે.) ને જાઓ એની સાથે કે તમને સીધુ કાઢી આપે.

**લાડુશંકર**—વારૂ જજમાન રાજા! (જાયછે)

**નરસીયો**—ચાલ ત્યારે હું પણુ બજારમાંથી ખારેકો બારેકો લઇઆવું. નહીંતો બઇરાંને આપશા ઓનેઇશે ત્યારે શું કરશું. ( જાયછે. )

## પ્રવેશ ૨ જો.

### સ્થળ નરસીયાના ઘરનો ચોક.

પાત્ર—ગાનારાં બઇરાં, નાથુડી, તથા નરસીયો ને ભગલો.

**ગાનારાં બઇરાં**— **ગીત ૧ લું.**

આજ તોરણુ માંડવે બાંધ્યા.રે;

આજ ભગાભાઈના વીવા સાંધ્યારે.
મારો ભગો ભાઇ ડાહ્યો ડમરોરે,
એમનો સાળો તો જાણે કાળો ભમરોરે.
મારા ભગાભાઇ પુનમના ચંદરે,
જાણે ગોપીમાં ઘુમી રહ્યા નંદરે;
મારા ભગાભાઇ બાહાદુર બળીયારે.
એમને જોઇ મોટા મોટા ધરણી ઢળીયારે.

ગીત ૨ જું.

હુ તો સરસત સ્યામને વીનવું રે;
હુ તો ગણુપત લાગુ પાય. વીવા વેહેલા આવીયા.
મારા ભગાભાઇ લાવે લાડવારે,
એમની ગોરી વહુ ગોખે બેઠી ખાયરે. વીવા વેહેલા.
મારા ભગાભાઇ લાવે લાલ ચુંદડી,
એતો ગોરી વહુ પેહેરી માહાલેરે. વીવા વેહેલા.
મારા ભગા ભાઇ લાવે ખાંડ ટોપરાં,
એતો ગોરી વહુ છાની છાની ખાય. વીવા વેલા.

ભગલો—માડી, ઓ માડી! હવે મા મને ખારેકો આપોદેને.

નાથુડી—અપાય છે પીટયા ગાંડા. તારે શી ઉતાવળ છે?

નરસીયો—એમને વેહેલાં ઘેર જવા દે, કારણ કે પરોઢીયામાં જાન લઇને જવાની છે તેથી વેહેલાં પરવારી તૈયાર થાય.

(લ્હાણી વેહેંચી સૌને વીદાય કરે છે.)

---

## પ્રવેશ ૩ જો.

### સ્થળ—ભાદ્રજ જવાનો રસ્તો

### પાત્ર—જાનૈયા સ્ત્રી પુરૂષો

જાનૈયા—રાજા વાત કહું છું સાચી એ રાગ કેરબો)

જુઓ જુઓ ભમલાભાઇની, ભાઇઓ જાન ચાલીરે,

જાન ચાલીરે લેશું લાલ મ્હાલીરે, જુઓ.

૧ જાનૈયો—લાડુ જલેબી ઘેબર ખાશું, ખાશું શીરોપુરી;

ખુબ ખાઇને હોકકા તાણશું, જાણે ભરાણી જુરી. જુઓ.

૨ જાનૈયો—માગી તાગી લુગડા લાવ્યો શેહનો કરવા ઠાઠ;

રોફ શોફથી ફરશું રોજે, તજી દેઇ ઉચાટ. જુઓ.

૩ જાનૈયો—રમત ગમત કરશું ભરશું, ભાંગ કેરા લોટા;

લટકે મટકે લાલા ફરશું, ઓઢી ધોતી જોટા. જુઓ.

૪ જાનૈયો—ગાંજાનો ગુલાબી રંગ, દગ કરે દાતાર;

ખુબ સપાટા મારી ફુંકી આનંદમાં રહેનાર. જુઓ.

૧ જાનૈયો—અલ્યા રાવળ, ગામની ભાગોળ આવી તોય ભુંગળો કેમ વગાડતા નથી?

રાવળો—પણ બાપા, ઢોલી ઢોલની દોરી બાંધી તૈયાર થાય ત્યારે વગાડીએને દાતા!

જાનૈયા—ઠીક ઠીક. જલ્દી કરોની (ઢોલ ભુંગળો વગાડતાં સૌ ગામમાં જાય છે).

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—લગ્ન મંડપ

### પાત્ર—વરકન્યા ગોર, બન્ને તરફનાં માણસો.

ટાકુશંકર—વરકન્યા સાવધાન! નાંણા કોથળી સાવધાન!

બરફી પેંડા સાવધાન !!! ખાઓ પીઓ સાવધાન ! સોન ચોરી સાવધાન ! અગડંમ બગડંમ સાવધાન !!! કન્યાની માડી કંસાર ગીરસવા આવેરે ભાઈ. ઈ-ઈ.

**વરતરફના બઇરાં—** ગીત.

એક ઝારા ઉપર ઝારીરે, એતો કન્યા થઈ અમારીરે,
એતો અમારાં કહ્યાં કરશેરે, એનીમાનાં બોલ્યાં નવ ધરશેરે

ગીત.

આવો આવો વેવાણો વેવલીરે.
જાઓ જાઓ એ ઝાંપડી કેવલીરે.
વરને પુંખતાં, નાક તાણી, કેવી પઢી, ઝંખવાણી !
જોયું જોયું તારૂ પાણી, આધું ઓઢી, ક્યાં શંતાણી
ઓયરે મટકો, વોયરે લટકો, વાહવાવેવાણ, આશો ચટકો.
સોપારીનો લઇને કટકો, ખાઓ જો ના હોયે ખટકો. સપોસપ

**કન્યા તરફનાં બઇરાં—** ગીત.

ઓલ્યા નરસીયા બાયડી બોડીરે,
એક આંખ્યે છે કાંણી પગે ખોડીરે
એની જગતમાં જડે નહીં જોડીરે.—ઓલ્યા.
એનું મોઢું વાંકું ને હોઠ જાડારે,
એતો કરે છીનાળ વહુ ચાળારે. ઓલ્યા.
એતો જાડી જાણે જોઇલ્યો પાડોરે.
ચોરી ચોરી ખાય ખોપરાં દા'ડારે.—ઓલ્યા.

**જાનૈયા—**હવે છાંના મરો છાનાં, બહુ થયું, આવાં ગીત તે ગવાયકે ? લ્યો ઉઠો ચાલો વ કન્યાને એકી બેકી રમાડી થાપા દેવરાવી દઇએ. (બધાં ઉતારા તરફ જાયછે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ બાદ્રજની ભાગોળની વાવ.

પાત્ર—જાનૈયા ને વરરાજા તથા લોકો.

**લલવો**—અલ્યા ભુલીયા! યાર રાત્રે તો ઠીક ગમ્મત આવી હતી! મારો વાહાલો ભગલો હુશીયાર તો ખરો કે સાસુને નાક તાણવા ન દીધું?

**ખોડીયો**—પણ યાર પાણીની બહુ પંચાત પડી. સાળુ માં ટ્લામા કાગળો પાણીયે નહોતું.

**ભુલીયો**—પણ યાર! આ ગામમાં તો પાણીની બહુ તાંણુ છે ફક્ત આ પેલી સામેની વાવ છે તેનું પાણીજ મીઠું છે. બાકી તો ખાઉં ખાઉં અગર!

**લલવો**—ત્યારે આપડે તે વાવ ગામમા ઘસડી જઇયેતો કેવુ?

**ખોડીયો**—પણ શી રીતે ખેચવી તે તો કહે.

**ભુલીયો**—આ તારા બાપનું બારમું થાય તારામાં એટલી એ અકકલ નથી કે આ વાવના તોડાએ દોરડાં બાંધી બધા ખેંચીએ તો પછી કેમ ન આવે વાઉ?

**લલવો**—પણ એટલાં બધા દોરડાં લાવશા કયાંથી?

**ખોડીયો**—ગામમાંથી! બીજે કયાંથી?

**ભુલીયો**—અરે પણ અકકલના દુસ્મન! આપણે દોરડાં લેવા જઇયે તો રાંડની ~~વાવડી~~ સરકી ન જાયકે? કારણ કે તેને આપણી વાત સાંભળી છે માટે હવે તો એમ કરો કે આપણી પાઘડીઓના છેડા બાધી રાંડને ઘસડી જઇએ.

**વરરાજા**—સતર આનાને બે પાઇની વાત!

(બધા પાઘડીઓ ઉકેલી વાવ સાથે બાંધે છે ને ખેંચવા

માંડે છે આ તમાસો જોવા જતાં આવતાં લોકો ઉભા રહેછે.)

જાનૈયા—(છેડા પકડી) ખેંચો મારા બાપા! હઇસો આવી બાકુ ખઇને! હઇસો આવી બેગા થઇને! ભાઇ આવી જોર કરીને હઇસો ભાઇ.

( એવામાં પાઘડીયો ફાટવાથી ચરરરરનો અવાજ સાંભળી. )

લોકો—અલ્યા જોરથી ખીચો! વાવડી ચસ્કી ખરી!

જાનૈયા—હંમ મારા બાપ! હઇસો ચાલી! એક સપાટે! હઇસો ચાલી! જોરથી ખેંચો! હઇસો વવડી ચસ્કી.

(ખુબ જોરથી ખેંચવાથી પાઘડીઓ ટુટી જવાથી બધા એક મેકની ઉપર ભરરર ભસ કરતાં પડે છે. તેમાં કઇકનાં હાડકાં રગાય છે તે જોઇ લોકો)

લોકો—વાહરે ચસ્કી! વાવડી ખેંચી તો ખરી! હત તમાશે ખુનના ગાંડા મારૂ તમારો! કંઇ અક્કલ ફુટી ગઇ છે તે વાવડી ખેંચી જાઓ છો! આજ ભાંગ ગાંજાની ખુબી જણાવતા હશો વારૂ!

જાનૈયા—પણ અમે તો તમારા માટે મેહેનત કરતા હતા કે પાણીનુ દુઃખ ટળે!

લોકો—જાઓ! ગમાર જાઓ! ફોકટની વાવડી ચસ્કાવી મારી!

(જાનૈયા એથી ખીજવાય છે, ને આખા ગામમાં એ વાત ફેલાય છ તેથી તેમને વાવડી ચસ્કી કહી ખીજવે છે હજુ પણ આ કહેવત જગ પ્રસિદ્ધ છે.)

અંક સમાપ્ત.

---

# અંક ૨ જો.
## પ્રવેશ ૧ લો.

સ્થળ—છપ્પનશાહનુ ઘર.

પાત્ર—છપ્પનશાહ, નરસીયો, મણીશેઠાણી, ધબ્બલીયોને ટપાલવાળો.

છપ્પનશાહ—(હજામત કરાવતાં) અલ્યા નરસીઆ ! તે ભ-ત્રીજાની જાનમાં તો ઘણી નામના કરી વારૂ.

નરસીયો—માબાપ, એમાં મારો શો વાંક. એતો સાળા ટેખળી ટેખળી ભેગા થઇ નાહક અમારી ન્યાતને લજવી મારી. પ ણ બાપા હવે તમે જાણો છો તો ખરા કે મારા ઘરમાં ખરચ વધ્યું તેથી કંઇ વેપાર બતાવોતો ઠીક.

છપ્પનશાહ | અલ્યા વેપારમાં તારૂં કામ નહીં હું તારે કરેછે તેજ સારૂં છે.

મણીશેઠાણી—પણ એમાં બાપડાનું પુરૂં ન થતું હોય ત્યારે શું કરે?

ધબ્બલીયો—પાંચ ઘરાક વધારે મુંડે ( એવામાં ટપાલ વાળો સીપાઇ )

ટપાલવાળો—છપ્પનશાહ છપ્પનશાહ લખપતી !

ધબ્બલીયો—લાવો કાગળ (સીપાઇ કાગળ આપી જાયછે.)

છપ્પનશાહ—અલ્યા ધબ્બલીયા ? વાંચ જોઇયે શું લખ્યું છે.

ધબ્બલીયો—સાહેબ આતો પેલા આપણા આડતીયાયે લખ્યું છે કે લશ્કર તમારી તરફ આવનાર છે, માટે માલ સંઘરી રાખજો.

છપ્પનશાહ—[મનમાં) આ લાગ ઠીકછે આ રાંડના ગાંય જાની કમ બખતી આજ પુરી ઉતારૂં. (પ્રકાશ) ત્યારે જાતું મો-દીખાને જઇ સીધુ બધું ખરીદી લે ને પછી અહીં આવજે કે હું.

ભાજી મંગાવું તે સહી કરી લેની કારણ કે એ લોકો શાકમાં તો તાંદળજાની ભાજીજ ખાયછે માટે જા તાકીદ કર.

**ધબ્બલીયો**—જેવી આપની ઇચ્છા એમ કહી જાયછે.

**નરસીયો**—(હજામત ઉતાવળથી કરતાં મનમાં] હાશ આજ લાગ આવ્યો શેઠનો ગુમાસ્તો સીધુ સહી કરી આવે તે પેહેલાં હું બધી ભાજી ખરીદી લઉ કે મારૂં કામ થઇ જાય ( પ્રકાશ ) શેઠ બગલ ઉધાડો.

**છપ્પનશાન**—અલ્યા આજતો વેહેલી હજામત કરી રહ્યો વારૂ

નરસીયો—ભાઈ સાબ, આજ લગીર ઉતાવળ છે તેથી. (મનમાં) બચ્ચાજી, આજ આવો રળવાનો વખત મુકી અહીં શી મોકાંણ માંડવા રહું.

**છપ્પનશાહુ**—ઠીક ત્યારે જા ઉતાવળો ( તેના ગયા પછી ) બેટમજી ! તું મને ઠગે છે પણ આ વાણીઓ કયાં કાચો હતો તે તારાથી ઠગાય ! (શેઠાણીને) લ્યો ઉઠો, હવે પાણી કાઢો હું નાહી લઉં.

**મણી શેઠાણી**—હો ત્યારે (બંને જાયછે).

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—શાક બજાર.

**પાત્ર**—નરસીયો, તથા કાછીયા, પાછળથી ધબ્બલીયો.

**નરસીયો**—(હરખાઇને)

ભરી આવુ રૂપીયા જુઓ મઝા એ રાગ.

રળી લાવું રૂપીયા ઘણા ઘણા;
ઘણા ઘણા, પછી લટક મટકથી ફરશું સદા. રળી લવું.
ભાજી ભરી ભરી ભરૂં વખારો,

લાભ એમાં ઘણો ભાઇ, ભાઇ આનંદ મજા. રજી લાવું

બસ બસ હવે બહાનો બેડો પાર! આપણે હવે મોટા ધન્ને તરની પણ હજામત કરવાના નથી. હવે તો નોકર ચાકરો રાખી કામ કરા વાના

૧ લો કાછીયો—વંતાક જાઇના દોઢશેરરૈ ભાઇ ઈઇ

૨ જો કાછીયો—વાલોળો સવાશેરરે ઘરા ાઓ ઓ

૩ જો કાછીયો—મોગરી જઈ શેરરે ભાઇ ઈઇઇ.

નરસીયો—અલ્યા ભાજી શા ભાવે આપી.

કાછીયો—દોઢશેર ભાઇ દોઢસેર.

નરસીયો—અલ્યા પણ મણનુ શું લેછે?

કાછીયો—મણના પાંચ આના.

નરસીયો—કેટલા મણ છે તારી પાસે? ચાલ જેટલી હોય તેટલી જોખી આપ.

કાછીયો—તમારે જોઇએ છે કેટલી?

નરસીયો—જેટલી હોય તેટલી.

કાછીયો—ત્યારે ઉભા રહો બધાને પુછી આવું.

નરસીયો—ઠીક જલ્દી કર–( કાછીયો બીજા કાછીયાઓને પુછવા જાયછે એવામાં ઘબ્બલચંદ આવે છે ) કેમ શેઠ શીદ જઇ આવ્યા?

ઘબ્બલીયો—મોદીની વખારે હવે શેઠને ત્યાં જઇશુ. પણ તમે અહીં કેમ આવ્યા છો.

નરસીયો—શાક લેવા તમે જરા મને સાંજરે મળજો હોકે?

ઘબ્બલીયો—વારૂ હું જઉછું (એમ કરી જાયછે એટલામાં કાછીયો આવી. )

કાછીયો—બધી બજારની ભેગી કરતાં ચૌદસો મણ થાયછે હુમ રાખવીછે.

નરસીયો—હા. સહી લે ચાલ મારી સાથે હું રૂપીયા આ મું (બને જાયછે.)

## પ્રવેશ ૩ જો.

પાત્ર—નાથુડી, ભગલો, પાછળથી નરસીયો ને કાછીયો.

નાથુડી—અલ્યા ભગલા, જોને હજુ તારા બાપા કેમ નથી આવ્યા !

ભગલો—ઓ આવે જો ખડકીમાં

(એટલામાં નરસીયો કાછીયા સાથે આવે છે)

નરસીયો—અલી સાંભળે છે ? મેડેથી પટારામાંથી રૂપીઆ લાવને ?

નાથુડી—લાવું છું (કહી મેડે જાય છે. જતાં જતાં) આજ આમને શું ભુત ભરાયું છે.

ભગલો—બાપા, શું આમને રૂપીયા ધીરવાના છે ?

નરસીયો—ના બેટા. એ તો આપણે એમનો માલ ખરીદ્યો છે તેના રૂપીયા આપવાના છે (એટલામાં નાથુડી આવી રૂપીઆ આપે છે તે કાછીયાને આપે છે)

કાછીયો—(રૂપીઅ લઇ) પણ શેઠ તોલ ઉપર તમારા માણસને મોકલો, ને તે કયાં ભરાવવી છે ?

નરસીયો—તમારીજ વખારમાં ભરાવજો. અમે તમને ભાડુ આપીશું.

કાછીયો—વારૂ ઠીક. ચાલો ભગાભાઇ સાથે. (ભગલાને લઇને કાછીયો જાય છે.)

નાથુડી—કેમ આજ આટલા બધા હરખમાં આવી ગયા છો વારૂ ? કંઇ ઘેલછા બેલછા લાગી છે કે શુ ?

નરસીયો—જારે ગાંડી જા ! તુતો સદા આવીજ રહી કે ! આજે તો સોનાનો સુરજ ઉગ્યો છે, હવે આપણાં ભાગ્ય તો સાબુએ ધોયા વીના ઉઘડી ગયાં.

નાથુડી—પણ ઓય. હું મરૂંરે. એટલું બધું શું છે?

નરસીંયો—જો સાંભળ. આજ શેઠની હજામત કરવા ગયો હતો ત્યાં શેઠના પર તેમના આડતીયાનો કાગળ આવ્યો કે લશ્કર આવનાર છે માટે સામાન ભરી રાખજો તેથી શેઠે તો ગુમાસ્તાને તાબડતોબ મોદીખાને મોકલ્યો ને પછી ભાજીવાળાને ત્યાં જવાનું કહ્યું, તેથી મેં તો હજામત ઊતાવળી કરી તેમના લેવા પેહેલાં બધી ભાજી ખરીદી લીધી એમાં આપણુને સારો તડાકો પડશે ને સ્હેજ બસો ચારશો મળશે.

નાથુડી—ઓગરે હું વારી જાઊંરે વરણાગીયા!

નીસાર તેરે નખરે નાજો અદાપર નીસાર એ રાગ.

આનંદ મારા બ્હાલા, આજે છે આનંદ અપાર. ટેક

રૂપૈયા રળશો શેઠીયા બનશો, ફરશો મુછે દેઇ તાર. મારા.

કલાં ને કાંબીયો મુને અપાવશો, સાડીયો સુંદર સાર મારા.

ધન્ય ધન્ય આ દા'ડો પ્રભુ આવીયો, થાપીયો ઉરેકરાર મારા.

(સર્વે હરખે છલકાઇ જાય છે.)

## પ્રવેશ ૪ થો.

### સ્થળ—શાક મારકીટની વખારો.

### પાત્ર—બગલો કાછીયા તથા તોલના ર.

બગલો—વાહ! વાહ! વાહ! વાહ! વાહ! વાહ!

અમન ચમન કરગે બદા વાહવા ટેક

ધોતીજોડા નવા લાવશું, પેહેરૂં પાઘડી એશ;

અસ્સીબંધ અંગરખા પ્હેરી નવો રાખશું ખેશ. વાહ.

લઇ લાકડી લાલ મઝાની, ફરશુ અકકડબંધ;

રેશમનો ગુંથાવી ધાલુ, ગળે ગળેબધ. વાહ.

કાછીયા—લ્યો હવે તમે તોળી રહ્યા કે કેમ.

તોલનારા—હવે આટલું ગાડું બાકી રહ્યું છે તે તોલી લઇએ છીએ.

ભગલો—ઝટ કરો લ્યો હું બીજી વખારોએ તાળાં વાસી આવું (એમ કહી તાળાં વાસો આવે છે તોલનારા તોલી રહે છે એટલે પૈસા આપી સૌને વિદાય કરી ઘેર જાય છે.)

## પ્રવેશ ૫ મો.

### સ્થળ છપ્પનશાહનુ ઘર.

પાત્ર—છપ્પનશાહ. ધબ્બલીયો, પાછળથી નરસીયો.

છપ્પનશાહ—કેમ ધબ્બલીયા ! નરસીયા ચરકીનો ઠીક ઘાટ ઘડયોને? રાંડનો આપણુને ઠગવા આવ્યો ત્યારે ઠીક શીક્ષા પામ્યોને સાળી ગાંયજાની જાતજ અદેખી.

ધબ્બલીયો—હા શાબ ! તમે ઠીક તાલ લગાવી રાંડનો મારા પેહેલા ત્યાં જઇ બધી ભાજી ખરીદ કરી ગયો હતો. મારે એજ દાવનો (એવામાં નરસીયો આવેછે.)

નરસીયો—કેમ શેઠ સાબ લશ્કર હજુ કેમ ન આવ્યું ?

છપ્પનસાહ—એનો બધુ બારો બાર ગયુ તેથી અમારે પણ સીધું વેચી નાંખવું પડયુ.

ધબ્બલીયો—તો પણ પૈસાતો સારા ઉપજ્યા શેઠ.

નરશાયો—(મનમાં) પણ તારૂ નખોદ જાય તારૂં, મારે તો રામાયણ વળી ને ચૌદસોની ભાજી કીધો મારો બાપ લેશે ! ચાલ હવે તો બજારમાં જઇ વેચી નાંખુ. (પ્રકાશ) શેઠ હું જાઉ છું સાંજે આવશ.

છપ્પનસાહ—વારૂ ઠીક. (નરસીયો જાયછે.) રાંડનાનું મોઢું તો ઉતરી ગયુંછે ધબ્બલીયા.

ધબ્બલીયો—પણ બાઇ સાબ તેની ભાજી તો બધી બગડી ગઈ હશે કેમકે ગાંયજાભાઇને તે સાચવતાં ક્યાંથી આવડે.

છપ્પનશાહ—બોગ એના ચાલ પેઢીપર જઇએ. (જાયછે)

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ—શાક મારકીટની વખાર. પાત્ર—કાછીયા ને નરસીયો.**

નરસીયો—લ્યો આ કુચીઓ જુઓ વખારોનો માલ વ-

બારો ઉઘાડી જુવેછે તો ઘણું ભાગ સડી ગયેલી જોઇ.)

**કાછીયા**—અરરર ! બાપરે ! આવો માલતો કુતરાંએ ન ખાય અમારેતો નથી, જોઇતી શેઠ.

**નરસીયો**—(ગભરાઇને) પણ હવે શા ભાવે રાખશો તે કહે શોની મારેતો ઓછે વત્તે કાઢી નાંખવીછે.

**કાછીયા**—આ બધાના રુપીઆ મો આપીએ. કેમ બોલછે

**નરસીયો**—ના સવાનો આપો.

**કાછીયા**—અરે માનોની શેઠ નહીતો ઉપડામણના પૈસા ભેમશે.

**નરસીયો**—વારૂં બાપુ લાવો સોનો સો (રુપીયા લઇ નરસીં મો જાયછે રસ્તે જતાં જતાં.)

**નરસીયો**—તબાહ જાયરે તારૂં છપ્પનશાહ! મારા ગરીબનું ઘર માર્યું તેમા તારા હાથમાં શું આવ્યુ ? [વીચાર કરીને) નહીં નહીં પણ એમાં એનો શો વાક? વાંક રાડ વીધાતાનો કાં મારો કે મેં નાહક તેની અદેખાઇ કરી જાણ્યો ! તમે કદી ભુલ્યે ચુકયે પણ કોઇની અદેખાઈ ન કરતા નહીંતો ખાડો ખોદે તે પડે તેમ તમારો ચ્યાતી થશે. (એમ કહી રૂપીયાને રડતો ઘેર જાયછે)

**સર્વે પાત્રો**—(મારા ભાગ્ય તણો નહીં પાર. એ રાગ.)

કોઇના કરો અદેખાઇ યાર, નહીં તો થાશે ભારી ખ્વારી. ટેક.
જોયો તમે આ નજરે સૌએ, નરસીયાનો ખેલ;
જાન મહીં મોહ્નાકાંણ, પળીને થયા વાવચરકેલ. કોઇના.
છપ્પનશાહે છેતરપીંડી કરી કર્યો તો ખ્વાર;
એવા કોઇ માંથાનો મળતાં, આપે દુઃખ અપાર.—કોઇના.
આર્ય જનોના હીતના માટે, હરીલાલ કહેસાચુ;
ઉપરની શીખામણ માનો, નહીતો જાગે કાચું.— કોઇના.

પુર્ણ.

